# ાદુઇ જડી બુટ્ટી.

અથવા

# ગુપ્ત વૈદ્યક વિલાસ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ાસ્તર નાનાલાલ મગનલાલ.

રીચીરોડની સડક ઉપર—અમદાવાદ.

ામદાવાદ માણેકચોક થી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. અમરતલાલ જેશીંગભાઇએ છાપ્યું.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૧ પ્રત ૫૦૦

કિંમત ચાર આના.

# જાદુ કળા પ્રકાશ

આ ચમત્કારી પુસ્તકમાં દરેક જાતના મન્ત્રો, તંત્રો તથ
સાધવાની વીધી. વશીકરણ પ્રયોગો, ભુત વિદ્યા, જાદુગરા
ખેલ કરતાં શીખવાની કળા, હજરતી વીંટી અને ત્રીકાળ
આયનો બનાવતાં શીખવાની રીત. વીજળીની વીંટીઓ, ગંધ
પારાનાં અને કપુરનાં પ્યાલા બનાવવાની કળા, પીશાચ દર્શન,
દેવી દર્શન, ભવિષ્ય કથન, જમીનમાં દાટેલું ધન કે પાણી જો
ગત. નેવ પરખવાનું, અંગ ફરકવાનું, છીંક, કાગડાના બોલવા
ગરોળી પડવાથી શા શા લાભ નુકશાન થશે તે જાણવાની
રીત પુસ્તક અદ્ભુત બાબતો સમાતો છે. કીંમત એક રૂપી

# નશીબ ફેરવવાની કુંચી

આ દુનિયામાંના પ્રાણીમાત્રમાથી ગરીબાઇ, દુઃખ, રોગ,
પણ અને મ્હોત ઓછાં કરવાં એ સૌથી વધારે જરૂરનું પુન્ય
નાર છે એટલા સારૂજ જગતનાં બધાં શાસ્ત્રો, ધર્મો, વિદ્
દ્યાઓ અને હુન્નર ધંધાઓ છે. વાસ્તે પ્રાણીઓને હેરાન કર
દરેક જાતનાં દુઃખો દુર તથા નાબુદ કરવાની કુંચીઓ આ પુસ્ત
એક સાધારણ બાળક પણ સમજી શકે તેવી સરળ મધુર ભા
બનાવેલી છે. તેથી જરૂર તમે તમારૂ નશીબ સુધારી સુખી ર
માત્ર પાંચ આનાની પોષ્ટની ટીકીટો મોકલી આ પવિત્ર પુસ્ત
એક પ્રત મંગાવીને વાંચી અનુભવ કરશોજી.

# જાદુઇ જડી બુટ્ટી.

## દીવાનાપણું--ગાંડપણુ.

**કારણો**—પ્રકૃત્તિ વિરૂદ્ધ, વિષ વિગેરેથી બિગાડ પામેલું ખા-
કરવાથી, દેવ ગુરૂ બ્રાહ્મણ સાધુ સંત વગેરેનો તિરસ્કાર કર-
ો, તથા હર્ષ શોક ભય વગેરે કારણોથી દોષો વિકાર પામી
ાનો માર્ગ છોડી બુદ્ધિનું સ્થાનક જે મન તેને દુષ્ટ કરી પછી
ને જ્ઞાન આપનારા ઉન્મની નામના જ્ઞાનતંતુઓમાં પ્રવેશ કરે
ત્યારે આ રોગ થાય છે; દિન પ્રતિદિન શરીર તવાતું જાય છે. કફના
ને લીધે તેઓ ઉન્મની નામના તંતુઓ ઉપજાવી માણસના
ત:કરણને મોહિત કરી નાંખે છે; તેથી આ રોગ ઉન્માદના
મે ઓળખાય છે.

**લક્ષણ**—જ્ઞાનતંતુઓમાં મદ ઉપજવાથી તેમાં સાત્વિક ગુણ
રહેતાં અત્યંત રજોગુણની વૃદ્ધિ થાય છે. જેથી બુદ્ધિ સ્મરણ
કેત, સારાસાર વિચાર શક્તિ વગેરેમાંથી પણ સાત્વિક ગુણનો
ગ જે સ્થિરતા તેનો નાશ થઇ રજોગુણના લીધે તેઓ અત્યંત
ચળ બને છે. અને તેથી ગાંડા માણસ ઘડીકમાં ગાય છે, ઘડી
ાં નાચે છે, કુદે છે, રડે છે, હસે છે, ઉઠી ઉઠીને નાસે છે, વિ-
ત્ર બાધણ કરે છે, જેને તેને મારવા દોડે છે; વગેરે વિકારો લાગુ
ડ છે. તેથી તે રોગ ઉન્માદ, દીવાનાપણું, ચિતભ્રમ કે ઘેલછાના
ામે પણ ઓળખાય છે.

**ઉપાય**—આ વ્યાધિ માનસિક એટલે મનના જ્ઞાનતંતુઓના
બગાડનો છે. માટે જ્ઞાનતંતુઓમાંથી રાજસગુણ દુર કરી સદાને
ાટે સાત્વિક ગુણનું સ્થાપન કરે તેવાં ઔષધ તો ઘણાં છે પણ

ઉન્માદ, વાઇ, હીસ્ટીરીઆ, વીર્ય શ્રાવ વગેરેથી બગડેલા જ્ઞાનતંઓને સુધારવા વનસ્પતિમાં બ્રાહ્મી અને જુનું ઘી પણ સારી અસર કરે છે; અને તેથી તે દરેક સ્વતંત્ર રીતે પણ આ રોગપર લાગુ પડે છે. (૧) બ્રાહ્મી, ઘોડાવજ, સિંધવ, શંખાવળી, છીણી (બેયણુ) માલકાકણી, ઇંદ્રવારણી, લીંડીપીપર એ ૮ ચીજો દરેક ત્રણ ત્રણ જવ ભાર, સોનાના વરખ બે જવ ભાર, અને વછનાગ એક ત ભાર, એ સર્વેનું ચુરણ કરી ને ચુર્ણ દશ વર્ષના જુના ઘી તોલા ચાર સાથે ચટાડવું અને તે પાચન થયા પછી માત્ર સાઠી ચોખાનો ભાત, ઘી અને મધ સાથે ખવરાવવા. એ પ્રમાણે કેટલાક દિવસ કરવાથી ઉન્માદ તેમજ વાઇનું દરદ ગમે તેવું ભયંકર અને ગમે તેટલું જુનું હોય તોપણ જડ મુળમાંથી નાશ થાય છે. એમાં બિલકુલ સંદેહ નથી આ પ્રયોગ સેંકડો દરદીઓ પર અજમાવ્યાથી સારા સારા નામાંકિત વૈદ્યરાજો અને ડાકટરોએ છોડી દીધેલા દરદીઓ પણ અજાયબ રીતે સારા થયાનો અનુભવ ઘણાને મળી ચુકયો છે. સાઠી ચોખા સાથે મધ અને ઘી ખાવાનાં છે તે સરખાં નહિ લેતાં વધારે ઓછા પ્રમાણમાં લેવાં, મધ અને ઘી સરખા ભાગે લેવાથી વિષતુલ્ય થાય છે. (૨) તાડની ડાળીઓનો રસ બે તોલા લેઇ તેમાં ૦॥ તોલો મધ નાંખીને પીવાથી અગર એકલો રસ પીવાથી પણ ઉન્માદનુ દરદ અતિ ભયંકર ન હોય તો તેનો નાશ કરે છે. (૩) ધતુરાનાં બીજ એકથી માંડીને પાંચ સુધી, પીંપર નંગ ૨૧ એ બેનુ ચુર્ણ કરી ચાર તોલા દસ વર્ષના જુના ઘી સાથે સેવન કરવાથી પણ આ રોગ મટે છે.

## પુરૂષોની નામર્દાઇના ઉપાય.

**હેતુ**—જે પુરૂષ વાજીક્રિયા એટલે વીર્ય વૃદ્ધિ કરનારાં ઔષધો

રે ઉપાયો નથી કરતો અને મિથ્યા આહાર વિહાર કરે છે, તે
નું વીર્ય ઘટી જઇને અથવા બગડી જઇને તે માણસ ધ્વજ
ગપણાને પામે છે.

**લક્ષણ**—એ રોગવાળા પુરૂષથી ટાઢ તડકો ભૂખ તરસ મહે-
વગેરે ઘણુંજ થોડાં સહન થાય છે, તેના પગની પીંડીઓ તથા
ા સાંધા ઢીલા થાય છે, તેના બુદ્ધિ બળ અને ઇંદ્રિયોની શક્તિ
 થાય છે, તેની મુખ કાંતિ ફીકી લાગે છે, વીર્ય અલ્પ અને
ણી જેવું હોય છે, મૂત્રેન્દ્રિય શિથિલ હોય છે, જઠરાગ્નિ મંદ હોય છે.

**સાધ્ય અસાધ્ય**—મા બાપના રજ અને વીર્યના દોષથી
મથી મળેલી નપુંસકતા તથા મર્મસ્થાનનો છેદ થવાથી થયેલી
ુંસકતા અસાધ્ય છે. બાકી ધાતુની કમતાકાદ હસ્તદોષ વગેરેથી
યેલી નપુંશકતા સાધ્ય છે; માટે તેના ઉપચારો કરવા.

**વાજીકરણ પ્રયોગો**—ધોળી કરેણનાં મૂળ તોલા ૮૯ લાવી
 ખુંદીને આઠ શેર પાણી સાથે ઉકાળતાં બાકી બશેર પાણી રહે
રે ઉતારીને ગાળી લેવું. બાદ તે પાણીમાં ભેંસનું બશેર દુધ
મીને ફરીથી ઉકાળેલાં પાણીનો ભાગ બળી જઇને દુધ માત્ર બા
રહે, ત્યારે ઉતારી લેઇ તેમાં શોધેલો સોમલ તોલો એક તથા
યફળ, જાવંત્રી, કેસર, લવીંગ, સમુદ્રફળ અને કપુર એ દરેકનું
ર્ણ એક એક તોલો નાંખવું; પછી તેમાં થોડી ખાટી છાશ નાંખી-
દહીં જમાવવું. પછી તે દહીંને વલોવી તેનું માખણ કાઢી તેને
ીને ઘી કરી એક શીશીમાં તે ભરી રાખવું. [illegible]નું મા
કજ ટીપું પાકેલા પાન પર ચોપડીને તે પાન ખાવું, [illegible] ઉપર
ોદશ શેણી તાંબુલ ખાવુ, જેથી ગમે તેવી નપુસકતા આવી હોય
પણ દુર થાય છે, અને સ્ત્રી સંગની ઇચ્છા ઘણીજ થાય છે

માપ કરતાં વધારે ખાવું નહિ, તેમજ આંખણુ તાવતી વખતે તે વરાળ આંખને લાગે નહિ તેની સંભાળ રાખવી. દવાથી આસ ( ગરમી ) વધારે જણાય, તો ઘી દુધ તથા મધુર પદાર્થો વધા ખાવા. ( ૨ ) સારા ઉંચા ફમી હીંગલોકનું ચૂર્ણ કરી તેને લીં નારસ અને ગેટીના દુધના સાત સાત પટ દેવા. પછી ફેતરાં પેલ હીંગલોકના ત્રણ તોલા ચૂર્ણ સાથે રગદોળીને છાંયે સુકવવી પછ દરરોજ એ દાળમાંથી અડધો શેર દાળ એક સારી નિરોગી બક રીને ખવરાવવી અને તે બકરીનું દૂધ નિકળે તેમાં થોડી બી હીંગલોક વગરની અડદની દાળ નાંખી તેની ખીર કરીને સવારન ખાવી, અને સાંજે બકરીનું દુધ નિકળે તે એમને એમ શેર કાદ પી જવું. એ પ્રમાણે ૨૮ દીવસ કરવાથી નપુસક હોય તે મદ થાય છે. આ ઉપાય વાત પિત અને કફ એમાંની ગમે તેવી પ્રકૃિ વાળાને પણ લાગુ પડે છે. ઉપરનાં બે ઔષધો પૈકી ગમે તે ઔષ વાપરનારે સખ્ત પથ્ય પાળવું. માત્ર ઘઉંની રોટલી ઘી દુધ અ આખા સિવાય બીજું કંઇ પણ ખાવું નહિ ઓસડ ખાય તેથી બ મણા દિવસ ચરી પાળવી, તેલ મરચુ આંબલી અને હીંગ બા મહિના સુધી ખાવાં નહિ; એ રીતે બરોબર પરહેજી પાળવાન તજવીજ રાખવી જોઇએ.

**નસોની સિથિલતાના ઉપાય**—નસોની કમજોરથી નપું સકતા [illegible] હોય તો સુવરની ચરબી મધ સાથે મેળવીને ઇદ્રીય મર્દન કરવાથી નસો મજબુત થઇને નપુંસકતા જાય છે. અને ઝેરી ચીજો સાથે કાઢેલા સાંઢાના તેલ કરતાં આ દવા દશ ગણું

જ કોઈ સારો માણસ તેનો ઉપયોગ કરે

નું લીંગ જાડું મજબૂત અને લાંબુ થઇ જાય છે. ( ૨ ) વાઘની રખીનું ઇંદ્રી પર મર્દન કરવાથી પણ નપુંસકતા જાય છે. ( ૩ ) ળી કરેણની મૂળને ગધેડાના મૂત્રમાં ઘસીને ઇંદ્રી પર લેપ કરવાથી રૂષત્વ પ્રાપ્ત થાય છે. એ લેપથી સોજો આવે તો ઘી ચોપડવાથી સારૂં થશે આ દવાઓ અમને લખવાથી મેળવી આપીશું.

**પુરૂષાતન આપનાર ઉપચારો**—ખાખરાના ઝાડની નજીક મોદીને તેનું મૂળ ઉઘાડું કરવું. પછી તે મૂળને નીચેની બાજુએ ચીરો પાડી તેની નીચે માટીનું એક રીઢું વાસણ મેલી આજુબાજુ અને મૂળ ઉપર થોડી માટી વાળવી. પછી તેનાપર અડાયાં છાણાંનો અગ્નિ કરવો અને તે શાંત થયા પછી પેલું વાસણ કાઢી લેઇ તેમાં પડેલો ખાખરાનો અર્ક રાખી મેલવો. પછી ગોખરૂ, તાલમખાના, શતાવરી, કૌવચાં, ગંજેઠી, બળબીજ, ગળો, આંબળાં, બાંયડોહોળું હરડે, વાવડીંગ. ચિત્રા, જેઠીમધ અને લીંડીપીપર એ ૧૪ ચીજો સરખા ભાગે લેઈ તેનું ચૂર્ણ તોલો એક, સાકર તોલા બે, મધ તોલા બે અને ઘી તોલા દોઢ સાથે મેળવીને ચાટી જવું, અને ઉપર શેર કઢયું દુધ પીવું તેથી અત્યંત ધાતુની વૃદ્ધિ થાય છે. (૨) કાળા સાપનાં હાડકાંની રાખ રતી ૦ાા લઇ તે ઘી સાથે મેળવીને ખાવાથી અત્યંત ધાતુ વધે છે. (૩) જે ઉટકંટાના જાળા ને માત્ર એકજ મૂળ હોય તેવા ઉત્કંટાઓનાં મૂળ લાવી ખાંડીને ભુકો કરી તે ભુકો અડધા તોલાના હિસાબે લેઇ દુધમાં નાંખી પીવાથી પુરૂષ કામાતુર થઇ જાય છે. આ દવા પોતાની સ્ત્રી પાસે હોય તોજ ખાવી (૪)બકરાના અંડકોષ (કપોળીયા), સિંધવ, લીંડીપીપર, અને ઘી એ બધાં દુધ સાથે ભેગાં પકાવીને ખાવાથી સ્ત્રીનોનો મદ ઉતારવાનું સામર્થ્ય આવે છે. શક્તિ વધારનાર તથા ગુપ્ત ભાગ

ઉપર લેપ કરવાની ઘણીજ અકસીર દવાઓ અમે તૈયાર કરી આ
પરંતુ આવી દવાઓ ઓછામાં ઓછી રૂપીઆ દશની કીંમત
વધારેમાં વધારે રૂપીઆ સો સુધીની કીંમતમાં તૈયાર થાય
વાસ્તે એક બે રૂપીઆમાં આવી દવાઓ મેળવવા ઇચ્છનારે અ
લખવું નહીં; પણ જાહેરખબરોમાં પોતાનાં ગાનડાં ગાનાર
વૈદોનેજ લખવું. કે જેથી છેવટે તેમને સાચો રસ્તો સુઝે.

**સ્થંભન યોગ**—કાળા સાપનું હાડકું લઇ તેનો મ
બનાવીને કમરે બાંધવાથી એ મણકો કેડે રહે ત્યાં સુધી વીર્ય સ્
થતો નથી. (૨) કાચંડાની પુંછડીની ટોચ લેઇને તણખલા સ
ગુંથીને તેની વીંટી બનાવવી. એ વીંટી ટચલી આંગળિએ પા
હશે ત્યાં સુધી વીર્ય સ્ખલિત થશે નહિ. (૩) કણજીના બીજ
કોરી તેની અંદર ધોળા ખરસાંડના ગાના ચૂર્ણ સાથે ખરલ કરે
પારો ભરી, પછી તે બીજપર સોનાનું પતરૂં મઢી લેવું. પછી ર
વખતે એ બીજ મોંઢામાં રાખ્યું હોય ત્યાં સુધી વીર્યસ્ખલિત થતું નથ

**ધાતુવર્ધક ઈલાજ**—એક જાયફળને કોરી તેની અંદર ધો
કરણના મૂળનું દુધ ભરી, પછી તેના મોંપર જાયફળ કોરતી વખ
નિકળેલો ગલ–ભુકો દાબી દેવો. પછી તે જાયફળપર ઘઉંનો આ
ચઢાવી ઘીના દીવાપર ધરીને લોટ લાલચોળ થઈ જાય ત્યાં સુ
શેકવું. પછી ઘઉંના લોટનું પડ કાઢી નાંખીને તે જાયફળને બારી
ખરલ કરીને તેમાં મધ નાંખીને મરી જેવડી ગોળિઓ કરવી. આ
દરરોજ સવારે એક ગોળી મધ સાથે ખાવી. સુખ્ત પથ્ય પાળ
માત્ર ઘઉં, ચોખા, દુધ, ઘી, સાકર એટલુંજ ખાવું. જેથી અત્યં
ધાતુ વધે છે, અને રતિની ઇચ્છા પણ વધે છે, એ અનેકવાર અ
ભવેલું હોવાથી આ દવાઅનુભવ સિદ્ધ ઇલાજ છે.

# વીર્ય વૃદ્ધિના ઉપાય.

**વીર્ય વૃદ્ધિના ઉપાય**—આસંધ, તલ, અડદ, ગોળ, ઘી સુંઠ એ સર્વ વસ્તુઓ સમાન ભાગે લઇ તેના લાડુ કરી ે ખાવાથી તે બળ, અને વીર્યને વધારે છે.

કૌવચબીજ, ગોખરૂ, સાલમકંદ, સાકર, અને આંબળાં એ , ચૂરણ કરવું, અને પછી તેને મધ તથા દુધમાં મેળવીને ાથી વીર્યની વૃદ્ધિ થાય છે.

ધોળી ચણોઠી, ગોખરૂ, કૌવચબીજ અને સાકર તેને હસ્તિ ા મત પ્રમાણે દુધ સાથે મિશ્રિત કરવું, પછી એ તોલા લઇને ઔષધ જે પુરૂષ રાત્રિએ ખાય, તો તેના વીર્યની વૃદ્ધિ થાય અને વિશેષે કરીને બળ તથા રૂપ પણ વૃદ્ધિ પામે છે.

તલ અને ગોખરૂનું ચુર્ણ બકરીના દુધમાં રાંધી, ઠંડુ થયા ા તેમાં મધ નાંખીને પીવું, તેથી વીર્યની વૃદ્ધિ થાય છે.૧

ગાયનું ઘી, ઠંડુપાણી, ઉત્તમ ભોજન, તરૂણ સ્ત્રી, દુધપાન : સદાસ્નાન એ છ વાનાં પુષ્ટિ આપનારાં છે.

કાળીમુસલીના કંદનું ચુર્ણ કરી, ગાયના ઘીમાં નિત્ય ખા- ી નાશ પામેલો કામ પુનઃ પ્રાપ્ત થાય છે.

મુશલીના કંદનું ચુર્ણ બે તોલા, તથા ધોળી ચણોઠીના ચુ- ' ચુર્ણ બે તોલા લઇને દુધમાં નાંખીને પીવાથી ગયેલો ધાતુ ા થાય અને પ્રમેહ મટે.

ગોખરૂનાં પંચાંગ લઇ, અર્થાત્ મૂળ, ડાળ, ફળ, ફુલ અને ાડાં એ પાંચે અ ા સહ લઇને તેનું ચુર્ણ કરી, તે ચુર્ણ દુધ યા સાકરમાં મેળવીને પીવાથી ગયેલ ધાતુ શાન્ત થાય છે.

## પ્રમેહનો ઉપાય

સાકર, કૌવચબીજ, દુધેલીનું મૂળ, શતાવરી, અને સં સર્વ ઔષધો સમાન ભાગે લઇને ત્રણ દિવસ ખાવાથી દુસ્ત મેહ તુરત મટે છે.

કેસુડાંને પાણીમાં પલાળી તે પાણી ગાળી લઇ તેમાં અને કલઇની ભસ્મ નાંખીને પીવાથી પિત્ત પ્રમેહ શાન્ત થાય

ધંતુરાનાં બીજ, વછનાગ, બંગની શુદ્ધ ભસ્મ, પારો, હીંગળોક અને ગંધક એ સર્વની નાગરવેલના પાનના રસમાં કરીને ખાવાથી સઘળા પ્રમેહ નાશ થાય છે.

સોળરતી ગુંદાનું ચુર્ણ લઇને સાકર અને દુધ સાથે પી ધાતુદોષ તથા પ્રમેહનો નાશ થાય છે.

## કામવૃદ્ધિનો ઉપાય.

હીંગળોક બે તોલા લઇને વંતાકમાં ઘાલીને પકાવવો. પછી રતી દેવાથી જેનો કામ નાશ પામ્યો હોય, તેના કામની વૃદ્ધિ થાય

## મુત્રકૃચ્છનો ઉપાય.

આકડાનો ખાર યા તેના બદલામાં સારોખાર બે તોલા સાકર સાથે પીવાથી ઉષ્ણ, વાત, પિત રોગ અને મુત્રકૃચ્છ એ ર્વનો નાશ કરે છે.

## મુત્રરોધનો ઉપાય.

હરડાં, બેહેડાં, આંબળાં, કાકડીનાં બીજ, અને સિંધવ સર્વ સમાન ભાગે લઇને તેનું ચુર્ણ કરી ઉના પાણી સાથે ખાવ મુત્રરોધ મટે છે.

## પથરી રોગનો ઉપાય.

સાકર અને જવખાર ગાયની છાશમાં નાંખીને પીવાથી ઉષ્ણુ તથા પથરીના રોગની પીડા તુરત મટી જાય છે.

## કામવૃદ્ધિના ઉપાય.

અફીણુ, વછનાગ, ધંતુરાનાં બીજ, અને જાયફળ એ સર્વ ભાગે લઇ તેનું ચુર્ણ કરી, ગાયના ઘીમાં મેળવી તેનો લેપ ી જે મનુષ્યનો કામ કેવળ નાશ પામ્યો હોય, તેના કા-વૃદ્ધિ કરે છે.

## કામેશ્વર ગુટિકા.

અફીણુ, જાયફલ, અને જાવંત્રી એ ત્રણે ચીજ સમાન ભાગે નાગરવેલના પાનના રસમાં બે પોહોર સુધી ખરલમાં ઘુંટવી તેની ઉત્તમ ગોળી કરવી. અને પછી સુગંધ મિશ્રિત કરવી; કે એલચી અને તજની સાથે વાળવી. અને પછી તે ઉ-ધ પીવું.

## મુત્ર વિકારનો ઉપાય.

ભાંગરો, કાળાતલ અને પડવાસ એ ત્રણે સરખે ભાગે લઇને ચુર્ણ કરી પાણી સાથે સાત દિવસ ખાવાથી વારંવાર થતો મ અટકે છે.

## ગરમીની ચાંદી.

ચાંદીના કારણો—જનેંદ્રીય પર, હાથ, નખ, દાંત વગેરે વાથી, ઇંદ્રીને નહિ ધોવાથી, ન્હાની ઉમ્મરની સ્ત્રી સાથે અત્યંત ડા (સંગ) કરવાથી, ઇંદ્રી છોલાવાથી, ગરમીના દરદવાળી

સ્ત્રીનો સંગ કરવાથી, મેલા પાણીએ ઇંદ્રી ધોવાથી વગેરે કારણે આ ગરમી અને ચેપી રોગ થાય છે.

**લક્ષણ**—પ્રથમ ઇંદ્રી ઉપર એક અગર વધારે ફોલીઓ પડે છે. જેમાં સોયો ઘોચ્યા જેવી પીડા, બળતરા, વલુર ખૂજલી વગેરે ચિન્હો થઈ પછી તે ફોલ્લી ફુટીને ચાંદી પડે છે, જે દિવસ દિવસે મોટી થતી જાય છે તેમજ ઉંડી ઉતરતી જાય છે. એને ઇંદ્રીપર સોજો આવે છે તથા તાવ વગેરે ઉપદ્રવો થાય છે. ઉપદંશનુ જોર વિશેષ હોય છે, તો તે પેઢામાં બદ નામની ગાંઠ પણ ઉત્પન્ન કરે છે તથા આખે શરીરે ફિરંગીના પેંડે ફુટી નિકળે છે; અને થોડા વખતમાં સંધિવાને ઉત્પન્ન કરે છે. આ રોગ ઘણો પ્રસિદ્ધ છે, તેથી વિશેષ લક્ષણોની જરૂર નથી

**ચિકિત્સા**—જોકે આ રોગપર અનેક ઔષધો છે, તો (૧) ધોળા કરેણના મુળને પાણીમાં ઘસીને લેપ કરવાથી ચાંદી પીડા હોય તો પણ મટે છે. (૨) માણસની ખોપરી પાણી ઘસીને ચોપડવાથી પણ આ રોગ મટે છે. (૩) કડવાં તુરીઆં એક શેર તથા સુંઠ એક શેર એ બે પાણી સાથે વાટી ચટણી જેવું કરવું. પછી તેને તેલ શેર ચાર અને પાણી શેર સાથે ઉકાળતાં બધુ પાણી બળી જઇને તેલ માત્ર બાકી રહે તેને ગાળી લેઇને તે તેલ ચોપડવાથી ઉપદંશનું દરદ ગમે તેવું અસાધ્ય હોય તો પણ તે મટી જાય છે. વળી એ તેલ ચોપડવાથી મહા ખરાબ વરણ અને ભગંદર પણ જડ મુળમાંથી જાય છે સાગર ગોટાં (કરકચ) ના પાનાંનો રસ તોલા બે, અને ઘી બે સાથે મેળવીને પીવાથી સરવે જાતના ઉપદંશ જાય છે. (

આંબાની છાલનો રસ તોલા ચાર અને બકરીનું ઘી તોલા સોળ સાથે મેળવીને સાત દહાડા પીવાથી પણ આ રોગ જાય છે, (૬) ભાંગરાનો રસ તોલા ૪, તથા બકરીનુ ઘી તોલા ૪ સાથે મેળવીને પીએ, તેનજ ચાંદીપર ભાંગરાનો રસ લગાડે તો પણ આ દરદ જાય. ( ૭ ) ચોપચીની તોલા ૪૮, પીપર, પીંપળીમુળ, મરી, સુંઠ, તજ, અકલકરો અને લવીંગ એ ૭ ચીજો દરેક એક એક તોલો; સાકર તોલા ૫૭, એ બધાનો પાક કરીને તેમાંથી સવાર સાંજ એક એક તોલો ખાય તો સર્વ ઉપદ્રવોવાળો ઉપદંશ, વ્રણ, કોઢ, પત, ભગંદર, સંધિવા નપુસકતા પ્રમેહ વગેરે જાય ( ૮ ) પારો, ગંધક, હડતાળ, હીંગલોક, મનસિલ એ પાંચ ચીજો દરેક એક એક તોલો; બોદારસિંગ અને શંખજીરૂ બે બે તોલા લેઇ એ બધાને એક દીવસ ભેગાં ઘુટવા. પછી તે ચુર્ણને તુલસી અને ધતુરાના રસનો એક પટ દેઇ તેની ગોળી વાળી રાખવી. એ ગોળી ગોમૂત્ર સાથે ઘસીને ચોપડવાથી ઉપદંશના ઘા રૂઝઈ જઇ સારૂં થાય છે. ( ૯ ) કાથો, સોમળનો ગુંદર, સોપારીની રાખ, શંખજીરૂ અને બોરડીનીછાલ એ પાંચ ચીજો સરખા ભાગે લેઇને તેઓનું બારીક ચુર્ણ કરીને તે ચાંદી પર દાબવાથી ત્રણ દિવસમાં તે રૂઝાઈ જાય છે. (૧૦) પારો ગંધક, હિંગળોક, રસકપુર, મોરથુથુ, ખોરાસાની અજમો અને ઘોડા વજ, એ ૮ ચીજો સરખા ભાગે લેઇ ચૂર્ણ કરવું, પછી તેમાં અજમો મેળવી એની ધુમાડી યુક્તિથી અર્શ, વર્ણ, ઉપદંશ, ભગંદર, કંર-અવાત્, વિસ્ફોટક અને નાડી વ્રણ વગેરે દરદો પૈકી ગમે તે દરદને દેવાથી તે તે દરદ જડ મૂળથી જાય છે. પરંતુ સંભાળ રાખવી કે એની ધુમાડી મોઢાને ન લાગે નહિ તો મ્હોં આવી જશે.

**ધુમાડી દેવા વાળાને સુચના—**એક શરાવલામાં બોરડીનાં લાકડાના અંગારા ભરીને તે શરાવલું દરદીની જગો નજીક રાખી તેમાં ઉપલું ચૂર્ણ નાંખી પછી તરતજ તેના પર વચમાંથી કાણું પાડેલું બીજુ સરાવલું ઢાંકવું પછી તે કાણા પર ભુંગળીનો એક છેડો મૂકી બીજો છેડો દરદવાળી જગોએ ધુમાડી દેવાની જગાએ ભુંગળી ધરવાથી બરોબર ધુમાડી લાગશે. પણ વધારે જગોએ ધુમાડી દેવાની જરૂર હોય, તો ખુલ્લા શરાવલામાં એ ચૂર્ણ નાંખી તેને ઢાંકયા વગર દરદી આગળ મુકવું; શરીરે કપડું ઢાંકવું અને મ્હો બાહાર રાખવું જેથી કંઇ ઇજા થશે નહી.

## વિસ્ફોટકનો ઉપાય.

અરડુસી, ગળો, પિત્તપાપડો, નાગરમોથ, ધાણા, પટોળ, સુંઠ હરડાં, બેહેડાં, આમળાં, અને કરિયાતુ તથા લિમડાની છાલ એ સર્વ સમાન ભાગે લઇ કવાથ કરી પીવાથી ઘણા દિવસનું વિસ્ફોટકનું દરદ મટે છે.

## વિસ્ફોટક રોગ ઉપર ચુર્ણ.

આકડાના મૂળને બાળીને તેનું સુર્ણ કરવું. તે ચુર્ણ ચાર તોલા લઇ તેની સાત પડીકી કરવી. અને તે પ્રમાણે રોગીનાં બળા બળનો વિચાર કરીને મારેલી હરતાલની સાત પડીકીઓ કરવી. આ પ્રમાણે કર્યા પછી આકડાના મૂળની ભસ્મના એક પડીકા સાથે હરતાલની એક પડીકી આપવી. એ પ્રમાણે સાત દિવસ કરવું. પથ્યમાં ચણા તથા ભાત સાથે દુધ ખાય તો વિસ્ફોટકના રોગવાળો રોગથી મુકત થઇ જાય છે. અને તુરત સુખી થઇ જાય છે.

## વિસ્ફોટક વ્રણ રોગ ઉપર લેપ.

એલચી, જાયફળ અને મોરથુથુ એ સર્વ સમાન ભાગે લઈને તેને ગાયના ઘી સાથે ઘુંટવું અને પછી લેપ કરવાથી વિસ્ફોટક રોગ દુર થાય છે.

## વિસ્ફોટક ઉપર ગોળી.

થોરના દુધની સાથે જીરૂં તથા ચોખાને મેળવી, તેમાં હરડે મેળવીને ગોળી ખાય તો વિસ્ફોટકનું દરદ દુર થાય છે.

## સ્ત્રીઓને થતા ગુપ્ત રોગો.

**પ્રદરરોગ**—મદ્યસેવન, ગર્ભપાત, વારંવાર મૈથુન, શોક, થાક, ભુખમરો, અજીર્ણ વગેરે કારણોને લીધે આ રોગ થાય છે. અને તેથી ગર્ભાશયમાંથી યોની મારફતે લાલ પીળા કાળા કે ધોળા વગેરે રંગનો પ્રવાહી ઋતુકાળ સિવાય વારંવાર વહે છે; તે પ્રદર અથવા ધાત જવાનાં નામે ઓળખાય છે. એ રોગ થવાથી શક્તિ ઓછી થાય છે, હાથ પગ અને કમરમાં કળતર થાય છે અને તાવ તરસ શીકાશ વગેરે ઉપદ્રવો લાગુ પડે છે.

**રક્તપ્રદર**—ઋતુકાળ સિવાય લોહીના જેવો જે આર્તવ વહે છે તે રક્ત પ્રદર કે લોહીખંડ વાના નામે ઓળખાય છે.

**યોનીકંદ**—મિથ્યા આહાર વિહારથી કે યોનીમાં કંઈ વાગવાથી લોહી અને પરૂ મળીને નાના ફણસ જેવી આકૃતિનો સ્ત્રીની યોનીમાં જે ગોળો બાઝે છે, તે યોની કંદના નામે ઓળખાય છે.

**ગર્ભરોગ**—શોક, ભય, ચિંતા, વ્યાધિ, તિક્ષ્ણ ખોરાક, ગર્ભપર દબાણ, પ્રહાર વગેરે કારણોથી ગર્ભ ગળી જાય છે, પડી જાય છે કે વાંકો ચુકો થઈ જાય છે; તે ગર્ભરોગ કહેવાય છે.

**છાંડ**—વાયુનો કોપ થવાથી ગર્ભને સુકાવી નાંખે છે, ત્યારે તે છાંડ થયું કહેવાય છે.

**મુઢગર્ભ**—પ્રસવ વખતે પવન બાળકને આડું કરી નાંખે છે. ત્યારે તે મુઢગર્ભ અથવા આડું આવ્યું કહેવાય છે. તેમજ પેટમાંથી બાળક હાલચાલ કરતું બંધ થાય છે, જણતાં જે પીડ આવે છે તે બંધ થાય છે, ગર્ભણીનું અંગ કાળું કે ફીકું પીળું પડી જાય છે. પેટ ફુલે છે અને શ્વાસ ગંધાય છે ત્યારે જાણવું કે બાળક ગર્ભાશયમાં મરી ગયું છે.

**સુતિકા વાતરોગ**—જન્મની વખતે બાળક પૃથ્વીપર પડ્યું. કે તરતજ યોનીમાં વાયુનો પ્રવેશ ન થાય, તેમ તેને દબાવવી જોઈએ. એ પ્રમાણે રક્ષણ ન થવાથી વાયુ પ્રવેશીને તરતજ કળતર, તાવ, તરસ, ધ્રુજારી, સોજા, ભારેપણું, શૂળ, ઝાડા, બેશુદ્ધિ વગેરે ઉપદ્રવો ઉત્પન્ન કરે છે, તે સુતિકા વાતરોગ અથવા વાયુના નામે ઓળખાય છે.

**સુતિકા રોગ**—સુવાવડી સ્ત્રીની માવજત કરવામાં ગફલત થવાથી, વિરૂદ્ધ આહાર વિહારથી વગેરે કારણોથી પાંચ સાત દિવસ પછી જે તાવ, સોજા, ઝાડા, શૂળ, નબળાઈ, અરૂચિ, પેટ ચડવું વગેરે ઉપદ્રવો થાય છે તે સુવારોગના નામે ઓળખાય છે.

**સ્તન રોગ**—વાયુ વગેરે દોષો કોપાયમાન થઈને સ્તનમાંથી દુધ બગાડે છે, ત્યારે તે દુધ તીખું, ખાટું, ખારૂં, પાતળું, થોડું ગરમ વગેરે અવગુણવાળું થઈ જાય છે; સ્તન નાનાં મોટાં થઈ જાય છે, અગર તેઓપર વિદ્રધિ (ગુમડું) નિકળે છે, તે સર્વ સ્તનરોગના નામે ઓળખાય છે.

**ધાવણની પરીક્ષા**—સ્ત્રીના દુધનાં ટીપાં પાણીમાં નાંખવાથી તે પાણી સાથે મળી જઇ એક રંગ થઈ જાય તો ધાવણ ચોખ્ખું જાણવું; અને જુદો રંગ થાય તો બગડેલું સમજવું.

## ગર્ભ ધારણના પ્રયોગ.

ગાભણી ભેંસનું દુધ બકરીના મૂત્ર સાથે જો સ્ત્રી પીએ તો તે ગર્ભને ધારણ કરે છે.

રજસ્વલા થયેલી સ્ત્રી વડની વડવાઇને ગાયના ઘીમાં પીએ, તો તે સ્ત્રી ગર્ભ ધારણ કરે.

નાગકેસર તથા જીરૂ જો સ્ત્રી ગાયના ઘી સાથે ત્રણ દિવસ પીએ તો તે સ્ત્રી ગર્ભ ધારણ કરે છે.

રવિવારને દિવસે મૂળ અને પાંદડાં સહિત શરપંખના છોડને ઉખેડી એક રંગની ગાયના દુધમાં કન્યાના હાથે વટાવવું; તેમાંથી બે તોલા બાર દુધમાં પીવું એ પ્રમાણે સાત દિવસ સુધી ઋતુકાળમાં પીવું. તે પીનારી વંધ્યા સ્ત્રીને ગાયનું દુધ, સાઠી ચોખા તથા મિષ્ટ આહાર ખાવા આપવો. દવા ખાનાર સ્ત્રીએ ઉદ્વેગ, ચિન્તા, ભય, દિવસે સુવું, વિગેરે કરવું નહિ. તેમજ તેણે અતિ તાઢ કે તાપ સહન કરવો નહિ.

આ પ્રમાણે સાત દિવસ કરવાથી વાંઝણી સ્ત્રી પણ ગર્ભ ધારણ કરે છે. કાંસકીનું મૂળ પાણીમાં વાટીને પીવાથી અમે તેવી વાંઝણી સ્ત્રીને ગર્ભ રહે છે.

પારસ પીંપળાના બીજનું ચુર્ણ ખાંડ અને ઘીની સાથે ઋતુકાળમાં જો સ્ત્રી પીએ તે સ્ત્રીને પુત્ર થાય.

ધાવડીનાં ફુલ અને સાકર ઠંડા પાણી સાથે ત્રણ દિવસ ખા-વાથી પડતો ગર્ભ સ્થિર થઇ જાય છે.

તેમજ કાળા તલ, સાકર, અને કમળકંદને મધમાં મેળવી સદા ખાય તો તેથી પણ પડતો ગર્ભ સ્થિર થઇ જાય છે.

## ગર્ભવૃદ્ધિના ઉપાય.

શતાવરી, સુંઠ, આસંધ, જેઠીમધ અને ભાંગરો એ સમાન ભાગે લઇને બકરીના દુધમાં પીએ તો સ્ત્રીના ગર્ભની વૃદ્ધિ થાયછે.

ઠંડા પાણી સાથે જાસુદનાં ફુલ ખવરાવવામાં આવે તો તેથી સ્ત્રીઓના ગર્ભની નિશ્ચય વૃદ્ધિ થાય છે,

## સ્ત્રીના ધાતુ રોગના ઉપાય.

આંમળાં, ધમાસો, વીરણવાળો, સાકર અને જીરૂં એ સમાન ભાગે લઇ તેનું ચુર્ણ કરી ફાકવાથી યોનિમાંથી જતું પાણી સત્વરે બંધ થઇ જાય છે.

જેઠીમધ, એલચી, હીમજી હરડે, ગોખરૂ અને પડવાસ એ સર્વને સમાન ભાગે લઇ કવાથ કરી સાકર નાંખી પીવાથી સ્ત્રીના ધાતુ સબંધી રોગ મટે છે.

## અટકાવ બંધ કરવાના ઉપાય.

હરડેની મીજ ચાર તોલા લઇને ત્રણ દિવસ સાકર સાથે ખા-વાથી સ્ત્રીનો અટકાવ જતો રહે છે.

દુધીનું મૂળ બકરીના દુધ સાથે સ્ત્રીએ ત્રણ દિવસ પીવું. હસ્તિ કવિએ સ્ત્રીઓનું રજોદર્શન સમ્યક પ્રકારે નાશ કરવા આ પ્રયોગ કરેલો છે.

## ગર્ભ ન રહેવાના ઉપાય.

પુષ્ય નક્ષત્ર અને રવિવારના યોગે ધંતુરાનું મૂળ લાવીને કમરે બાંધવાથી વેશ્યા અને વિધવા વગેરે સ્ત્રીઓને ગર્ભની ઉત્પત્તિ થતી નથી.

ખાખરાનાં બીજની રાખ, ઠંડા પાણી સાથે પીવાથી સ્ત્રીને ગર્ભ રહેતો નથી.

એરડીની લાખને તેલમાં ઉકાળીને બે તોલા જે સ્ત્રી પીએ, તો તેને ફરીથી કદિપણ ગર્ભ રહેતો નથી.

જે સ્ત્રી હીંગની સાથે તેલ ઉકાળીને જો પાંચ દિવસ પીએ તો તેને કદિ પણ ગર્ભ ઉત્પન્ન થતો નથી.

ગોળ અને તેલ તેમાં ચિત્રાનું ચૂરણ મેળવી ત્રણ દિવસ જે સ્ત્રી ખાય, તે સ્ત્રીને પુનઃકદિ ગર્ભ રહે નહિ.

કારેલીના રસનું પાન કરવાથી તથા જુનો ગોળ અને અડદ ખાવાથી અથવા જાસુલનાં સુકાં પુષ્પ ખાવાથી; એટલે કે એ ત્રણે ઉપાયથી ગર્ભ રહેતો નથી.

## પ્રદરના ઉપાય.

ઈંદ્રજવ, અતિવિષ, સુંઠ, મરી, પીપર, બીલી, નાગરમોથ, અને ધાવડીનાં ફુલ, એનું ચુર્ણ કરીને જો સ્ત્રી ખાય તો તેથી સ્ત્રીનો રક્તશ્રાવ નિશ્ચય દુર થાય છે.

કેતકીની જડ પાણી સાથે ઘસી સાકર મેળવી પીવાથી સ્ત્રીનું પડતું રૂધિર બંધ થાય છે.

## સ્ત્રીને પુષ્પપ્રાપ્તિનો ઉપાય.

હિંગ, સંચળ, સુંઠ, મરી, પીપર, અને ભારંગ, એ સર્વ ચીજ

સમાન ભાગે લઇ તેનું ચુર્ણ કરી સહેવાતા ગરમ પાણી સાથે ફાક વાથી ગયેલો અટકાવ પુનઃ પ્રાપ્ત થશે.

## યોનિશોફનો ઉપાય.

સુંઠ, અને સાટોડીનાં મૂળને બકરીના ઘી સાથે ઘસીને લેપ કરવાથી સંભોગથી ઉપજેલો સોજો દુર થાય છે.

## સુતિકા રોગનો ઉપાય.

કડુ, દેવદાર, વજ, સરગવો, સુંઠ, મરી, પીપર, આકડાનું મૂળ અને દશમૂળ એનો કવાથ કરી પીવાથી સુતિકાના સર્વ રોગ મટેછે.

## પ્રદરરોગનો ઉપાય.

સાકર, રાળ, હરડાં, બેહેડાં, અને આંબળાં એ સર્વ સમાન ભાગે લઇને પાણીમાં પીવાથી સ્ત્રીઓનો ઉનવા, પ્રદર અને પિત્ત સંબંધી પીડા મટે છે.

## ભુતપ્રેતાદિ દોષ નિવારણ અંજન.

લસણ, મરી. સાપની કાંચળીની ભસ્મ, કાયફળ, હીંગ, અરીઠાની છાલ, સાગુ, ઇંગોરીની બીજ અને લીંબોળિયોની બીજ એ સર્વને સમાન ભાગે લઇને તેનુ ચુર્ણ કરી ગધેડાના મુત્રમાં ઘસીને આંજવાથી સર્વ પ્રકારના ભૂતપ્રેતાદિ દોષ મટે છે.

## સબળા દોષ ઉપર અંજન.

પીંપર, સિંધવ, મોરથુથુ, મરી, અને લીંબડાની લિંબોળિયો એ સર્વને સમાન ભાગે લઇને લીંબુના રસમા ગાળી કરીને આંજે તો સબળા દોષ મટે છે.

## સ્ત્રી સાસરે રહે તેવો ધુપ.

કુતરાની વિષ્ટા, કાળા બિલાડાની વિષ્ટા, ભુંડની વિષ્ટા, ગધેડાની વિષ્ટા, ગુગળ, સરસવ, સાપની કાંચળી અને રાઇ એ સર્વ સમાન ભાગે લેવાં તથા શીંઓઇના ૧૦૮ કાંટા લેવાં, તથા બીલીના કાંટા પણ તેટલાજ લેવા. અને ઘોડાની રજ લેવી એ સર્વને એકત્ર કરીને તેનો ધુપ સ્ત્રીને દશ દિવસ આપવો, તેથી સ્ત્રી અવશ્ય સાસરે જઇ ખુશીથી રહેશે.

## સ્ત્રીઓના રોગના ઉપાય.

**પ્રદર**—આસો પાલવની છાલ, નરનાનાં મૂળ, દારૂ હળદરનું લાકડું અને ડાભનું મૂળ એ દરેક તોલો તોલો લેઇ ખાંડી ચટણી જેવાં કરી બાર તોલા ચોખાના ધોવરામણુ સાથે રાતના પલાળી મુકવાં. સવારના ચોળી મસળીને પાણી ગળી લેવું પછી તેમાંથી ચાર તોલાને હિસાબે દિવસમાં ત્રણવાર પાવું.

(૨) દેઢ ઉંબરાના ફળને ખાંડી ભુકો કરી તેમાં સાકર તથા મધ નાંખી ચાર ચાર તોલાના લાડુ વાળવા. એ દિવસમાં ત્રણવાર ખાવાથી સર્વ જાતના પ્રદર મટી જાય છે.

(૩) આસોપાલવની છાલ તોલા ૪, બકરીનું દુધ તોલા ૩૨, પાણી તોલા ૩૨, આ બધાનો ઉકાળો કરતાં પાણીનો ભાગ બળી જઇને દુધ બાકી રહે ત્યારે તે દુધ પીવાથી દરેક જાતના પ્રદર, રક્ત પ્રદર એ ... ત્રણ દિવસમાં જાય છે.

સોમરોગ—કડવી તુંબડીના બીજ, નેપાળાના બીજ, લીંડીપીપર, ઘોડ, દારૂનું ફીણ, જવખાર, મીંઢળનાં બીજ; એ બધાનું ચૂ-

ર્ણું કરી તે ઘોડીના દુધ સાથે ઘુંટીને જાડી બત્તી બનાવવી. એ બત્તી યોનીમાં રાખવાથી ઘણા દિવસથી બંધ થઇ ગયેલો અટકાવ તત્કાળ આવે છે. ( ૨ ) ઇંદ્રવારણીના મૂળને પાણી સાથે ઘસીને તેનો કપડાની બત્તીપર લેપ કરી યોનીમાં રાખવાથી પણ અટકાવ આવે છે. ઇંદ્રવારણીને કડવી કાલંગડી અથવા ઝેરકચોલી પણ કહે છે. મૂળ ન મળે તો ફળનો ધુમાડો યોનીમાં દેવો. (૩) એક બીજોરામાંથી નિકળે તેટલા બિયાને વાટીને ચૂર્ણ કરવું પછી સ્ત્રીને જ્યારે અટકાવ આવે ત્યારે પહેલેજ દિવસે તે બધું ચૂર્ણ દુધ સાથે પાઇ દેવું; જેથી યોની સંબંધી સર્વે રોગો દૂર થઇ ગર્ભ રહે છે. એક વખત એમ કરવાથી ગર્ભ ન રહે તો બે ચાર ઋતુ—અટકાવ આવતા સુધી કરવું ( ૪ ) ધોળી ભોંય રીંગણીનું મૂળ દુધ સાથે ઘસીને એ મુજબ પીવું જેથી ગર્ભ રહેશે. આ ઔષધી અત્યંત ચમત્કારીક છે (૫) ખાખરાના બીજની રાખ તોલો એક અને શેકેલી હીંગ તોલો ०। પાણી સાથે ઉપર મુજબ વાપરવી.

**યોની કંદ**—કડવા તુરીયાંનાં બીજને પાણી સાથે ઘસીને તેને લેપ કરવાથી યોનીકંદ થાય છે.

ગર્ભરક્ષા:— ઇંગાળીનાં મૂળને દૂધમાં ઘસીને પીવાથી જેને મરેલાં છોકરા આવતાં હોય, તેને લાંબા આયુષ્યવાળી પ્રજા થાય છે. આ ઉપાય પહેલા મહિનાથી એટલે ગર્ભ રહે ત્યારથી માંડીને તે પ્રસવ થતા સુધી કરવો.

ગર્ભસ્તંભન.—રવિવારે લાલ કરેણીનાં મૂળને કાઢી લાવીને કાળા કપડામાં વિંટાળી સુતર સાથે ગર્ભણીની કમરે બાંધવાથી એ મૂળ કમરે હોય ત્યાં સુધી ગર્ભપાત કે ગર્ભ સ્રાવ થતો નથી. પ્ર-

સવ કાળના દિવસો નજીક આવે એટલે આ મુળીયું કમરેથી છોડી નાખવું. નહિતો એ મુળ કમ બાંધેલું હશે ત્યાં સુધી પ્રસવ થશે નહિ. આ મુળ તેની કિંમત સવા રૂપૈયા અમારે ત્યાંથી તૈયાર મળશે. (૨) કુંભાર હાંલ્લાં ઘડે છે, તે વખતે તેના હાથે ચોટે છે એ માટી લાવીને બકરીના દુધમાં ઓગાળી તેમાં મધ નાંખીને પાવી.

**છાંદ**—આસગાધનું ચૂર્ણ તોલો એક અને દુધ તોલા આઠ એ મુજબ દિવસમાં ત્રણવાર પાવું.

**મૂઢગર્ભ**—પ્રસવ વખતે સ્ત્રી કષ્ટાતી હોય તો સ્ત્રી સાથે સાપની કાંચળીનો ધુમાડો યોનીમાં દેવાથી તત્કાળ પ્રસવ થાય છે. (૨) ધોળા અંઘેડાના મંત્રેલા મૂળને કમરે બાંધવાથી તત્કાળ પ્રસવ થાય છે. તેમાં વળી એવા ચમત્કાર છે કે અંઘેડાના મૂળને ઉપાડતી વખતે મૂળ તુટી જાય તો કન્યા અને ન તુટે તો જાણવું કે પુત્ર અવતરશે. (૩) કણેરનું મૂળ, કલિહારીનું મૂળ, નેપાળો, વછનાગ અને પાપડ ખેદ એ બધાંને પાણી સાથે ઘસીને તેનો ડુંટી અને પેઢાપર લેપ કરવાથી મુએલો ગર્ભ પણ નિકળી જાય છે. (૪) આકડાનાં પાંદડાની વચલી નસો એકવીસ લાવીને તેની જુડી બાંધવી તે જુડી યોનીમાં આઠ આગળ ઉંડી ઘાલી રાખવાથી જીવતા, મુએલા આડા આવેલા એ દરેક જાતના ગર્ભો તત્કાળ પ્રસવ થાય છે. એ નસોનું ચુર્ણ કરીને ફાકવાથી પણ એવું જ કામ થાય છે. (૫) ગર્ભીણીની ઓળ ન પડતી [illegible] તો કલિહારીના મૂળને પાણી સાથે ઘસી હાથે પગે લેપ કરવાથી અગર [illegible]ખેરનું દૂધ સાથે ભરવાથી તત્કાળ ઓળ પડે છે.

[illegible]—[illegible] ચુર્ણ તોલો [illegible]

પીવાથી, અગર વાંસનાં પાનાંના કુણગાનો ક્વાથ જવખાર નાંખીને મદિરા સાથે પીવાથી દુર થાય છે.

**સુતીકા—સુવારોગ**—ધોળા કંટાસળીયાના ઉકાળામાં લીંડી પીપરનું ચૂર્ણ ચાર વાલ નાંખીને પીવાથી, અગર કંટાસળીઆનો ઉકાળો રાતનો વાસી રાખીને સવારમાં પીવાથી, અગર તેના મૂળનું ચૂર્ણ ખાવાથી સુવા રોગના સર્વે વિકારો દુર થાય છે.

**સ્તનરોગ**—ઇંદ્રવારણીના મૂળને પાણીમાં ઘસીને લેપ કરવાથી સ્તન વિદ્રધિ (ગુમડું) મટી જાય છે. (૨) સરપવાનાં મૂળ ચાવીને તેનો રસ ગળવાથી તથા લેપ કરવાથી પણ સાત દહાડામાં સ્તન વિદ્રધિ મટે છે. (૩) ભોંય કોળાને અગર શતાવરીના મૂળને દૂધમાં ઘસીને તેમાં કાચું ૧૦ તોલા દુધ તથા એક તોલો શાકર નાંખીને પીવાથી ધાવણ ઓછું આવતું હોય તો તે વધારે આવે, છે. (૪) સાંરસા પરેલા, પહાડ મૂળ, દેવદાર કરીયાતુ, મોરવેલ કડુ ગળો, સુંઠ, મોથ, ઇંદ્રજવ એ બધું મળી ચાર તોલા લેઇને તેનો ઉકાળો કરીને પીવાથી બગડેલું ધાવણ સુધરે છે.

## વાંઝીયાપણું અને તેના ઇલાજ.

કેટલીક સ્ત્રીઓને જ્યારે અમુક મુદત સુધી ગર્ભ રહેતો નથી ત્યારે જપતપ યજ્ઞયાગાદિ કરે છે ત્યાં સુધી તો ઠીકઠીક છે, પણ કેટલીક વેળા બીજા પુરૂષના સમાગમમાં આડે માર્ગે ઉતરી જાય છે. તેમાં વળી જે પુરૂષની સ્ત્રીને વધારે છોકરાં હોય છે તે પુરૂષ ઉપર તે મોહ પામે છે. આથી તે અનિતિના અંધારા ઘોર કુવામાં પડી પાપના પાણીમાં બુડે છે. પોતાના ગર્ભસ્થાનમાં જે દોષ હોય તેની દવા લેઇ મટાડવા શિવાય પરપુરૂષથી છોકરાં થવાની આશા રાખવી

એ તદ્દન મુર્ખાઈજ છે. અને જો પારકા પુરૂષોથી છોકરાં થતાં હોય તો વેસ્યાઓને ત્યાં હજારો જાતના પુરૂષો જાય છે ને તેથી તેમને ત્યાંતો છોકરાઓનો હમેશાંજ થઈ જાય !

કુદરતની ઇચ્છા હરેક સ્ત્રીને સંતાન હોય તેવીજ હોય છે, પણ કેટલીકને ઋતુશ્રાવ વખતે જે સંભાળ રાખવાની, તે નહીં રાખવાથી અને બીજા કારણોથી આ રોગ લાગુ પડી જાય છે. માટે તેવા વખતમાં કોઈ જુના ખાનદાન અને વિદ્વાન વૈદ્ય કે ડાકટરની સલાહ લેઈ દવા કરી એજ પ્રકારે ઉત્તમ માર્ગ છે. કમળનું ફરી જવું, ગર્ભઅંડ અને કમળના બાત્રિ અને સોજા હોય, શરીરમાં ચરબી વધી ગઇ હોય, કમળમાં ચાંદા પડે છે તથા ગર્ભસ્થાનમા પડદાનો સોજો થઇ આવે, ચાંદી કે પરમીયાના રોગ થવાથી ધાત બગડી હોય, કે પોતાના પુરૂષમાં કઇ જાતના રોગ હોય તો તેથી પુત્રોત્પત્તી થતી નથી. આ બાબત તપાસ કરવાની રીત નીચે પ્રમાણે છે.

ઘઉં અથવા જવના સાત સાત દાણા જુદા જુદા માટીના ઠામ વાસણમા નાંખવા પછી એક વાસણમાં પુરૂષનો પેશાબ અને બીજા વાસણમાં સ્ત્રીનો પેશાબ નાંખવો. એવી રીતે સાત દીવસ સુધી સ્ત્રી પુરૂષ પોતપોતાના વાસણમાં એક એક વખત પેશાબ નાંખે જેના પેશાબથી દાણા ઉગે તે વાંઝિઆપણાનું કારણ નથી, પણ જેના મુત્રથી દાણા ન ઉગે તે રોગી છે અને તેણે દવા કરાવવી જોઇએ.

**બીજી રીત**—એવી છે કે બે કાચના પ્યાલામાં પાણી ભરી એકમાં પુરૂષનું અને બીજામાં સ્ત્રીનું વીર્ય નાંખવુ જે વીર્ય પાણીમાં ડુબી જાય તે વાંઝિયાપણાનું કારણ નથી, અને જેનું વિર્ય ડુબે નહિ તેણે દવા કરાવવી જોઇએ.

**ત્રીજી રીત**—કાહુ એટલે ફૂદ જેને કેટલાક દુધીયું-દુધેલું દુધેલી કહે છે તેના મુળમાં સ્ત્રી પુરૂષ વારાફરતી પેશાબ કરે અને જેના પેશાબથી તે સુકાઈ જાય તે વાંઝિયાપણાનું કારણ છે.

ઉપર પ્રમાણે પરિક્ષા કરવી અને પછી જેનામાં રોગ જણાય તેણે સારા વિદ્વાન ડાકટર કે દેશી વૈદ્ય હોય તેની દવા કરવી કે જેથી ભવીષ્યમાં સંતાન થશે. આ બાબત જુના શાસ્ત્રીય દેશી વૈદક ગ્રંથોમાંથી ચુંટી કહાડેલા ઉપાયો નીચે પ્રમાણે છે.

**પહેલો**—જ્યારે સ્ત્રી મારીક ઋતુશ્રાવવાળી થાય ત્યારે તેના ત્રીજે દીવસે રાત્રે એક રૂપીઆભાર મેથી થોડા પાણીમાં પલાળી રાખવી ને ચોથે દીવસે સહવારમાં તે ન્હાય ત્યારે તે મેથીને વાટી તેમાં થોડી સાકર નાંખી પાઇ દેવી. આ રીતે બે ત્રણ માસિકશ્રાવ વખતે કરવાથી ગર્ભ ધારણ કરશે.

**બીજો**—હાથીદાંતના ભુકાને લુગડામાં ચાળીને ખાંડ સાથે મેળવી રાખવું. સ્ત્રી રજસ્વાલાથી મુક્ત થાય પછી નવ મહિના કે સાત દિવસ સુધી ખાવું.

**ત્રીજો**—જાયફળને બારીક વાટી લુગડાં વડે ચાળીને ખાંડ સાથે રજસ્વાલા પછી ત્રણ દિવસ સુધી હથેળી ભરીને ખાવું. તેના ઉપર ફક્ત દુધ, ભાત અને ખાંડનું ભોજન કરવું.

**ચોથો**—આસગંધ એટલે આંસોદ, આસસ કુટી છણીને રજસ્વાલાની શરૂઆતથી તોલા ૦। થી ૦॥ સુધી ખાવું. ભોજનમાં દુધ ભાત ને ખાંડજ વાપરવી.

**પાંચમો**—હિરાબોળ અને નવસાગર સરખે ભાગે લેઈ ખરલમાં બારીક વાટી ક્રૂક એક તોલાની ગોળીઓ બનાવી સ્ત્રી રજ-

સ્વાલી થતાં દરરોજ એકેકી ગોળી ખાવી.

**છઠ્ઠો**—હાથીનું મૂત્ર સંભોગ કર્યા પહેલાં અને સંભોગની વખતે પીવું.

**સાતમો**—કાંટા અશેળિયાની જડ ૦ તોલો લેઇ પાણીમાં વાટીને થોડા ગાયના દુધની સાથે પુરૂષે ખાવું ને સ્ત્રીને ત્રણ દીવસ ખવરાવવું.

**આઠમો**—કાળા ધંતુરાનાં ફુલ વાટી મધ તથા ઘીમાં મેળવી ખવરાવવાં.

**નવમો**—સમુદ્રફળ એક થોડા દહીની સાથે ગળાવવું.

**દશમો**—કાંકચિયાં અસલ કચ્ચાં, જેને કાચકાં કહે છે તેનો ગર સ્ત્રીના ધાવણમાં વાટી બત્તી કરી યોનીમાં રાખવો.

**અગીઆરમો**—અજમો ઘણા દીવસ એક હથેલી ભરીને ખાવો.

**બારમો**—બાજ પક્ષીની હઘાર લુગડામાં લગાવી દીવેટ કરી ઋતુશ્રાવ થઇ ગયા પછી યોનીમાં રાખવી તથા થોડી મધમાં મેળવીને ખવરાવવી.

**તેરમો**—કબુતરની અઘાર ઋતુશ્રાવ પછી યોનીમાં રાખવી.

આ ઉપાયો દેશી છે માટે સુજ્ઞ બાઇઓએ નીતિમાં રહી કોઇ વિદ્વાન વૈદ્યની સલાહથી તેની સલાહ પ્રમાણે ખાવી અને દોષનું નિવારણ કરવું કે જેથી મનની ઇચ્છા પરિપુર્ણ થશે.

## ભગંદર.

**લક્ષણ**—મળદ્વારની બાજુએ બે આંગળ ઉપર એક ફોલ્લી થઇ પછી તે ફુટે છે. જ્યારે તેમાં ચાળણીની માફક એક બે ચાર અગર અનેક છીદ્રો પડે છે; જે ભગંદરના નામે ઓળખાય છે.

**ચિકિત્સા**—(૧) બિલાડીના હાડકાંને હરડે બહેડાં અને આંબળાના પાણીમાં ઘસીને લેપ કરવો (૨) એજ મુજબ કુતરાના હા-

ડકાંનો લેપ કરવાથી પણ આ રોગ સારો થાય છે. (૩) માણસના હાડકાંને સાત દિવસ સુધી તેલમાં પલાળી રાખવાં, પછી ધુપેલ વગેરે કાઢે છે તેવીજ રીતે પાતાળ યંત્રથી તેનુ તેલ કાઢવું. એ તેલનો લેપ કરવાથી વ્રણ, ભગંદર, ગરમી, ચાંદી, વિસ્ફોટક, ચીરગ વાળુ વગેરે દરદો ગમે તેવાં ભયંકર હોય તો પણ મટી જાય છે. આ તેલ માણસેલ નામે ઓલખાય છે, અને તે ઇંગ્રેજી દવા આયડોફાર્મ કરતાં દશ ગણી વધારે શક્તિ ધરાવે છે, (૪) જગતમાં જડીબુટ્ટી સંબંધી જે ઔષધીઓ છે, તે બધાં કરતાં અંકોલમાં કંઇ વિલક્ષણજ ગુણ રહેલો છે. અને તે પૈકી કેટલાક ગુણો એના અદ્ભુત છે કે અંકોલના તેલમાં કોઇ પણ ઝાડ વેલીનું બીજ ભીંજવીને વાવ્યું હોય તો એક કલાકની અંદર તે બીજમાંથી ઝાડ વેલ વગેરે તૈયાર થઇને તે ઉપર ફળ ફુલ ઇત્યાદી બેસે છે. વળી કોઇ માણસ હજામત કરાવીને એ તેલ માથે ઘસે તો તરતજ પાછા વાળ ઉગે છે, વગેરે અનેક ચમતકારીક ગુણો છે, અને તેથી તેના આવા સારા ગુણને લીધે જો કદી કોઇ અતિ ઉંડા ઘામાં તેનું તેલ પુરવામાં આવે. અગર નાસુર ભગંદર વગેરેપર લગાડવામાં આવે તો એ બધું તરતજ સારૂ થઇ જાય છે; અને તેથી આયડોફાર્મ કરતા કરતાં એ તેલ કરોડગણું વધારે ઉપયોગી છે. પરંતુ અફસોસ! કે અંકોલના બીયામાં તેલ ઘણુંજ કમતી હોય છે. અને તેથી તે સહેજ નીકળી શકતું નથી. તે કાઢવાની ક્રીયા માત્ર સાધુ સંત મહાત્માઓજ જાણે છે. મહા મુનીઅને એક જટાધારી પાસેથી મેળવેલી તે ક્રીયા સર્વ લોકો [illegible] પમે અત્રે પ્રકટ કરીએ છીએ. અંકોલના બીજપરનાં [illegible] ઢી નાંખી તે માંહેલી મીજો કાઢીને એ મી[illegible] નાંખી, પછી તે બીયાંને કાં

સાની થાળીમાં મુકી તેઓનાપર ચણાના લોટનો લેપ કરવો, અને પછી તેઓના મોઢાંપર ટંકણખારનો થોડો લેપ કરીને તે થાળી સુદ્ધાંત તે બીયાં તડકે મુકવાથી તેમાંથી સુખપુર્વક તેલ નિકળે છે જે ઉપર કહેલ સર્વ કામોમાં વપરાય છે.

## દ્રાક્ષના ગુણ.

દ્રાક્ષ, સાક્ષાત્ મધુર છે તેનો રસ તથા પાક પણ મધુર છે. મૂતનું વિસર્જન કરે છે. ભારે, સ્નિગ્ધ, વીર્યને વધારનાર અને ટાઢી છે તેમાં તુરાપણું છે. નેત્રને હિતકર છે. *મદાત્યય, વાત પિત, રક્તક્ષય, ક્ષયરોગ, શ્વાસ, ઉધરસ, તાવ, તરશ, સ્વરભેદ, અને મોંમાની કડવાસ દુર કરનારી છે.

## પાકીને કાચી કેરીના ગુણ.

કેરીના મરવા વાત, પિત, અને કફ કરનારા છે, જેમાં ગોટલી બંધાયલી હોય છે તે કફ અને પિત કરે છે. પાકેલી કેરી ભારે અને મીઠી છે. કફ, વીર્ય અને કાન્તી દેનારી છે. વાતને હરનારી અને તુષ્ટિ તથા પુષ્ટિ કરનારી છે. પાકી કેરીનો રસ હ્રદયને આનંદ આપનાર, સ્નિગ્ધ, રૂચિકર, સુગંધથી પુર્ણ હોવાથી વૈદ્ય તેને વખાણે છે. આવો ઉત્તમ રસ, એક મુખવડે ખાતાં તૃપ્તિ નહિ થાય જાણી મંડકના કકડા જેટલો રસ ખાવા માટે શિવે પાંચ મુખ કર્યાં હતાં.

## ખાટાને મીઠા દાડમના તથા બોરના ગુણ.

મીઠું દાડમ પિત્તાદિક ત્રિદોષને શમાવે છે. ખાટું દાડમ જરા ગરમ છે, ને પિત્તને વધારતું નથી તેમ ઘટાડતું પણ નથી. પણ

* મદ્યાદિ માદક પદાર્થની ઉપયોગથી જે રોગ થાય છે.

કફ તથા વાયુનો નાશ કરે છે. મીઠું તથા ખાટું દાડમ ઝાડાને રોકે છે તથા હ્રદયને હિત કરનાર છે.

બોર સ્નિગ્ધ, હલકુ, જઠરાગ્નિને વધારનાર અને રૂચી કરનાર છે. વાત, પિત્ત, ને ઘટાડનાર છે ને કફ તથા મેદને વધારનાર છે.

## નારંગીના ગુણ.

નારંગી, અન્ન ખાવા ઉપર રૂચિ કરનારી છે. વાતને નાશ કરનારી છે, મીઠા રસની અને જરા ખટાસવાળી છે. તે પાકી તથા પીળી અને રસદાર થાય છે, ત્યારે દૃષ્ટિને આનંદ આપનારી થાયછે.

## રાયણ અને બકુલફળના ગુણ.

પાકેલાં રાયણ સ્નિગ્ધ, તૂરાં, મીઠાં અને ભારે છે. શ્રીમંતોને તે પ્રાપ્ત થાય છે. બકુલફલ સ્નિગ્ધ, તૂરાં, મીઠાં, દાંતને મજબુતી આપનાર અને દાંત શુદ્ધિ કરનારાં છે.

## કરમદાં અને લકુચના ગુણ.

કરમદાં તૃપ્તિદાયક, ખટમધુરાં, તૂરાં, સુખદાયક, અને મોઢાને શુદ્ધ કરનારાં છે.

લકુચ—ક્ષુદ્ર ફણસ બધી જાતના ફળોમાં નઠારૂં, ત્રિદોષ કરનાર અને વીર્યનો નાશ કરનાર છે.

## લીંબુના ગુણ.

લીંબુ ઉષ્ણ, ખાટું, જઠરાગ્નિને જગાડનાર, બધી જાતના ગુલ્મ તથા શૂલને નાશ કરનાર, અજીર્ણ વિષુચીકા અને કૃમિનાશકછે.

## આંબલીના ગુણ.

જુની આંબલી ભ્રમ અને ગ્લાનેને હરનારી છે, હલકી છે.

કફ વાતને દૂર કરનારી છે. તૃષ્ણાને મટાડનારી, મલાવરોધને દૂર કરનારી અને અગ્નિને પ્રદિપ્ત પમાડનારી છે.

## આંમલાના ગુણ.

આંમલા શીતળ, વીર્યને વધારનાર, ખારાશ વિના બીજા બધા રસવાળાં છે. ત્રણે દોષને હરનારાં હોવાથી બધી જાતના ફલોમાં શ્રેષ્ઠ અને આંખને તાકાત આપનારાં છે.

## આંમલા, ગુંદા અને ખારેકના ગુણ.

"પ્રાચીન મલક" એટલે પાણીમાં થયેલાં આમલાના ઝાડનું નામ છે. એ ઝાડના આમલાં ત્રિદોષને શમાવનાર ને જરા ભારે છે.

ગુંદાં, ટાઢાં, મીઠાં, કફને નાશ કરનાર અને ભારે છે.

ખારેક ભારે, ટાઢી, મીઠી, વીર્ય વધારનારી, શરીરને પુષ્ટિ આપનારી, પિત્ત તથા વાયુને દૂર કરનારી દાહ, શોષ અને †અભિઘાતને હરે છે.

## કેળાંના ગુણ.

પાકાં કેળાં, વીર્યને વધારનાર, કફને કરનાર ભારે રૂચિકર પિત્તરક્તને મટાડનાર, જરા ટાઢાં, તૂરાં, અને મીઠાં છે. કાચાં કેળાં બલ આપનાર, ઝાડાને રોકનાર, તૂરાં, તાઢાં, કફને મટાડનાર અને જલદીથી પચી જનાર છે. જંગલી કેલાનાં ગુણ કાચા કેળાં જેવાંજછે.

## ચારોલી, બોરની મીંજને કરમદાંના ગુણ.

ચારોલીનાં ફળ વીર્યને વધારનાર, પિત્ત તથા વાયુને મટાડનાર, ભારે અને તાઢાં છે. ચારોલી, વીર્યને વધારનાર, પિત્ત તથા વાયુને મટાડનાર અને મધુર છે.

---

† કચ્ચરમાર વાગ્યાથી થતો દુખાવો.

બોરના ઠળિયામાંની મીજ ઉપરના જેવાજ ગુણવાળી છતાં તરશ, ઉલટી અને ઉધરશને મટાડનાર છે. કરમદાં ખાટાં, રૂચિ કરનાર, તરશને હરનાર અને પિત્તને વધારનાર છે.

## જાંબુ અને કોઠાંના ગુણ.

જાંબુ પરશેવો, પિશાબ અને ઝાડાને અટકાવનાર છે. કંઠને અહિત કરનાર છે. શ્લેસ્મને હરનાર છે, ભારે છે, વાતકર તાઢાં છે

કાચાં અને પાકાં કોઠાં ઝાડાને રોકનાર, વિષદોષ હરનાર છે. કાચાં કોઠાં કંઠને અહિત કરનાર, તથા દોષને ઉપજાવનાર છે. અને પાકાં કોઠાં વાયણી, ઉલટી, અરૂચિ અને ત્રિદોષને સમાવનાર છે.

## નારીએલના ગુણ.

ટોપરૂં સ્નિગ્ધ, મૂત્રને શુદ્ધ કરનાર, મધુર, પિત્તનાશક, શીતળ, ધાતુને વધારનાર, પુષ્ટિ આપનાર, તૃપ્તિ કરનાર, અને ભારે છે. નારીએલનું પાણી સ્નિગ્ધ, મૂત્રને શોધનાર, મધુર, પિત્તને હરનાર, તાઢું, ધાતુને વધારનાર, તરશ અને વાયુને હરનાર, હલકું અને અગ્નિને દીપન કરનાર છે.

## સેવફલ અને અંજીરના ગુણ.

શેવ અંગ્રાવાળું ફળ, પિત્તને હરનાર, જ્વર દુર કરનાર, કફ નાશ કરનાર, રુચિ કરનાર, પુષ્ટિ કરનાર, હલકું અને અગ્નિને વધારનાર છે. અંજીર સારા સ્વાદવાળું, પાકમાં મધુર, ભારે, તાઢું, કફ અને આમ વાત કરનાર છે.

## પરવર, ચિલોડા અને વંત્યાકના ગુણ.

પરવર પાકમાં મધુર, રૂચિ કરનાર, કૃમિ નાશક અને હ્રદયને આનંદ આપનાર છે.

ધિસોડાં, અરૂચિને હરનાર, મધુર અને ત્રિદોષ નાશક છે.

વંત્તાક, તીખાં, કડવાં, ગરમ, મીઠાં, ખારાં, ભૂખને વધારનારાં, હૃદયને આનંદદાયક, રૂચિ કરનારાં, પિત્તને રોકનારાં, કફ તથા વાયુને જીતનારાં, બધા શાકમાં ઉત્તમ છે.

## કારેલાં અને ટીંડોરાં.

કારેલાં જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે, અન્નમાં જલદીથી પચે છે. જરાક તીખાં અને કફને હરણુ કરવામાં સારાં છે.

ટીંડોરાં શ્વાસ કાસ, તૃષા, રાજ્યક્ષ્મા, પિત્ત, રક્તપિત્ત, તાવ, હાથે પગે થતી બળતરા અને કફને નાશ કરે છે તથા સ્ત્રીના દુધને વધારનાર છે.

વામનેત્રાઓ જેની સોનાના ઘરેણા જેવી પ્રતિમા કરીને વક્ષઃસ્થલ ઉપર ધારણુ કરે છે. તેમાં જે કારેલાં સર્વ શાકોમાં શ્રેષ્ટત્વ કેમ ન મેલવી શકે ?

ગલકાં પિત્ત–વાયુને હરનાર, પચ્યા પછી કફને દુર કરનાર, તાવ ઉપર હિતકારક (એટલે તાવ વાલાને ખાવા લાયક) મિઠાશવાલાં, અગ્નિને વધારનાર ઝાડાને પાતળો કરનાર બધા શાકમાં શ્રેષ્ટ છે.

કોળુ વિર્યને ઉપજાવનાર, બસ્તિને શુદ્ધ કરનાર, વાતપિત્તને જીતવામાં સમર્થ તેમજ વેલા ઉપર થનારા બધી જાતના ફળોમાં શ્રેષ્ટ છે.

## ... ...ચ અને કરીરકના ગુણ.

... ... ..., અને ટાંઢા પાણીથી ભરેલી છે. ખડબુચ ... ... ... ...રક મધુર, ધ્રુર, થોડું કડવું અને ...ને મોટું કરનાર

## ડુંગળીના ગુણ.

ડુંગળી વાતનાશક, અમ્લપિત કરનાર, તીખી તીક્ષ્ણ, ભારે, થોડી ઉષ્ણ વીર્ય, કફ-વાતથી થનાર મુલ વ્યાધિ-અરશ ઉપર અસર કરનાર તથા કફ, બળ અને જઠરાગ્નિને વધારનાર છે.

## ચીલનિ ભાજીના ગુણ.

મોટા પાનડાની ચીલની ભાજી અરશને હરનારી ઝાડાને પાતળા કરનારી, બુદ્ધિ, બળ, તથા અગ્નિને વધારનારી, અને વિપાક વખતે ખારવાળી અને તીખી હોય છે નહાના પાંદડાંની ચીલની ભાજીના ગુણ મોટા પાનની ભાજી જેવાજ હોય છે.

## ગળોની ભાજીના ગુણ.

ગળોની ભાજી અથવા જીવંતી નામની ભાજી સંજીવની, કંઠને અહિત કરનારી, આંખને ફાયદો કરનારી, રસાયન રૂપ અને સંન્યાસિયોને અપથ્ય (એટલે સન્યાસિએ નહિ ખાવાનો હેતુ છે), ટાઢી મધુર, ભારે અને બધા શાકોમાં ઉત્તમ છતાં ત્રિદોષનો નાશ કરનાર છે.

## ટાંક વિગેરે ભાજીના ગુણ.

ટાંકની ભાજી ભારે, મલ-મૂત્રને બરોબર લાવનારી, ચીકણી, ટાઢી અને કફ કરનારી છે. છૂંછની ભાજી ઝાડાને રોટનારી છે. કસુબીની ભાજી ભારે, પિત્ત કરનારી, રૂક્ષ અને ખાટી છે. ચણાની ભાજી ખાટી, પાક અને રસમાં મધુર અને જલદીથી પચનારી છે.

## લુણી વિગેરે ભાજીના ગુણ.

મોટા પાંદડાંની લુણીની ભાજી કફ વાતનો નાશ કરનારી, ખારાશવાળી, સ્વાદવાળી, ભારે અને ટાઢી છે.

ના'ના પાંદડાની લુણીની ભાજી કફવાતને નાશ કરનારી, પેટને ચડાવી પચાવનારી, તોતડાપણું આંદ વાણીના દોષને હરનારી અને આમનો નાશ કરનારી, છે.

સરસવની ભાજી ભારી, ગરમ, મળ-મૂત્રને રોકનારી, અને ત્રિદોષને હરનારી છે.

પોથીની ભાજી, ક્ષારક, મદહારક, અને ભારે છે.

## વટાણાની ભાજી અને અગથીયાના ફુલના ગુણ.

વટાણાની ભાજી વાતહારક, કફ—પિત્ત નાશક અને ભારે છે.

અગથિયાના ફુલ રતાંધળાપણું દૂર નરનાર, તથા કાંક ટાંઢા અને ગરમ છે.

## મેથીની ભાજી અને સરગવાના ફુલના ગુણ.

મેથીની-ભાજી રૂક્ષ, મલ, મૂત્ર અને વાયુને બંધ કરનાર છે.

સરગવાના ફુલ અગ્નિને વધારનાર છે, કડવાં તીખાં અને સોજાને હરનાર તથા દસ્ત સાફ લાવનાર છે.

## શેફુની ભાજીના ગુણ.

શેફુની ભાજી અરશને હરનાર, ત્રિદોષનો નાશ કરનાર, બુદ્ધિ આપનાર, અંતિસારને હરનારી, રૂચિ કરનારી, અને તાવવાળાને હિત કરનાર છે.

## સુરણના ગુણ.

સુરણ રૂચિકરનારૂં, કફ નાશ કરનારૂં ઇંદ્રિય શુદ્ધિ કરનાર, હલકું, જઠરાગ્નિ પ્રદિપ્ત કરનાર, અને અરશના રોગવાળાને અત્યંત હિતકર છે.

## સાઠી ચોખા મગ અને વટાણાના ગુણ.

સાઠી ચોખા શરિરની સ્થિરતા કરનારા, તાઢા, મિઠાશવાળા ઝાડાને રોકનારા, હલકા, રૂક્ષ, અને બધા દોષને જીતનારાછે એ ફ-ડસાલિયાંવાળા ધાન્યોમા મગ શ્રેષ્ટ છે ને જરાક વાયરા છે, વટાણા વાત કોપ વધારે કરનાર છે.

## ચણા અને તુવરના ગુણ.

ચણા રૂક્ષ, વાયડા અને અમ્લપિત્તના ક્ષયને કરનાર છે.

તુવર વાયડી છે. પણ જો તેમાં ઘી મેળવીને ખાવામાં આવે તો પિત્ત, કફ અને વાયુનો ક્ષય કરે છે.

## અડદ વિગેરેના ગુણ.

અડદ સ્નિગ્ધ, વાયુનાશક, ભારે, ગરમ, મળ, પિત્ત અને કફને ઉત્પન્ન કરનાર છે. તેમજ કાંતિને વધારનાર, તથા વીર્યને વધારનાર, અને દ્રાવ કરનાર તથા મુત્રાદિ આણનાર છે.

કૌચબીજ વિગેરેના ગુણ અડદ જેવા છે.

## ચોળાના ગુણ.

સીંગમાંથી થતા અનાજ (ચોળા) રૂક્ષ, ભારે, વધારે વિષ્ટાને લાવનાર, અને વાયડા છે. આ ઠેકાણે ચોળાને કવિ કહે છે કે હે રાજમાષ તું શિંગમાંથી થનાર કઠોળમાં નિકૃષ્ટ છે એવું શાસ્ત્ર કહે છે તે ખોટું નથી. કારણ કે બ્રહ્માએ અડદ જેવા શોણકર (કઠોળ) ને મુકી તને રાજપદ આપ્યું તે તારૂં નસીબજ જાણવું.

## ઘઉંના ગુણ.

ભાંગી ગયેલા હાડકાંને સાંધનાર, મધુર, ભારે, સિતવીર્ય

વીર્યને વધારનાર, સ્થિરતા કરનાર, જનોનું જીવન, સ્નિગ્ધ, અનુલોમન કરનાર, વાત-પિત્ત રોગમાં યોજવા યોગ્ય એવા ઘઉં તે દેવલોકને પણ કેમ પ્રિય ન હોય !

## તલના ગુણ.

તલ ગરમ, શરીરની ચામડીને સુંવાળી કરનાર, વાળને વધારનાર, બુદ્ધિ કફ, ધાતુ અને અગ્નિને વધારનાર, પાકમાં તીખા, બળને વધારનાર, થોડા પિશાબને લાવનાર, શીત સ્પર્શ અને ભારે છે.

## ગાયના દુધના ગુણ.

ગાયનું દુધ બળ આપનાર, સ્ત્રીઓના સ્તનમાં દુધને વધારનાર, શ્વાસ, ઉધરસ, મનની વ્યથા હરનાર, ક્ષુધા તથા તૃષાને મટાડનાર, ઉરઃક્ષતથી ક્ષીણ થયેલાઓને હિતકાર, વાયુ અને પિત્તના નાશ કરનાર તેમજ જીર્ણજ્વર, મૂત્રકૃચ્છ અને રક્તપિત્તને મટાડનાર છે. એ મલને—એટલે ઝાડાને સાફ લાવનાર તથા જીવનીય છે. તેમજ મદ, શ્રમ, અને ભ્રમને હરનાર વીર્યને અતિશે વધારનાર તથા મુખ ઉપર પ્રસન્નતા દેખાડનાર અને પુષ્ટિ કરનારૂં છે. આવા ગુણવાળું ગાયનું દુધ પુણ્યશાળિયો પીએ છે.

## બકરી અને ભેંસના દુધના ગુણ.

**બકરીનું** દુધ શ્વાસ, તાવ, ક્ષય, રક્તપિત્ત અને અતિસારને હરનાર તથા હલકું છે.

**ભેંસનું** દુધ, જેનો જઠરાગ્નિ તેજ હોય ને જેને ઉંઘ આવતી ન હોય તેને હિત કરનાર તેમજ ભારે અને શીતળ છે.

## ઉંટણી તથા હાથણીના દુધના ગુણ.

**ઉંટણીનું** દુધ હલકું, કૃમિઘ્ન, શુષ, ક્ષય, અર્શ, વાયુ, કફ,

પેટનું સડવું સોજો અને પેટના દરદોને મટાડનાર છે.

**હાથણીનું** દુધ શરીરની સ્થિરતા વધારનાર તથા થોડુંક રૂક્ષ છે. આના સેવનથી શરીર દઢ થાય છે.

## ઘેટીના દુધના ગુણ.

**ઘેટીનું** દુધ, ગરમ, હૃદયને હિતકર, વાત રોગને હરનાર, પિત્ત, કફ, શ્વાસ અને વાધણી ઉત્પન્ન કરનાર તથા શ્રોતાશ્રાવ કરનાર તથા ભારે છે. **ગાયનું** દુધ તથા ઘી પથ્ય છે અને ઘેટીનું દુધ તથા ઘી કુપથ્ય છે.

## ઘોડી અને સ્ત્રીના દુધના ગુણ.

**ઘોડીનું** દુધ, ખાટું, ખારૂં, હલકુ, હાથ-પગમાં આવેલા વાને જીતનાર, જડ અને ગરમ છે. **સ્ત્રીનું** દુધ, ❡અભિઘાતને મટાડનાર, લોહીને સુધારનાર, વાત, પિત્ત, તથા તરસને મટાડનાર છે.

## દહિંના ગુણ.

**દહિં** ખાટું છે, પાચન ક્રિયા વખતે પણ ખાટું છે; ગરમ છે. ભારે છે, ઝાડાને રોકનાર છે. અજીરણ કરનાર છે, વાયુને હરનાર છે, રક્ત, પિત્ત, બળ, વીર્ય, અગ્નિ, સ્થુલતા. સોજો અને કફને કરનાર છે.

## છાશ અને દહિંનાં પાણીના ગુણ.

છાશને માટે સદા તત્પર એવા દેવ પણ ગાયને પાળે છે. તેના જેવુંજ એટલે છાશના ગુણ જેવુંજ દહિંનું પાણી છે ( જેને

❡ વાગવાથી થયેલું દરદ.

કહે છે. ) તે શોધક છે, તે અત્યંત લઘુ એવા સ્રોતની શુદ્ધિ કરનાર તથા વાયુ અને ઝાડાને સીધે રસ્તે લઈ જનાર છે.

## છાશના ગુણ.

અરૂચિ, કૃત્રિમવિષ, વધારે ઘી ખાવાથી જે પીડા થાય છે તે પીડા, પાંડુરોગ, મૂત્રાવરોધ, સંગ્રહણી, અરશ, ગુલ્મ, પ્લીહોદર, અને શોફોદર: એટલા રોગથી પીડાતા રોગિયોએ છાશ પીવી. વાત અને કફને છાશ નાશ કરે છે. એ ગરમ, તૂરી, રૂક્ષ, ખાટી, હલકી અને અગ્નિને પ્રદિપ્ત કરનારી છે. છાશનો ઉપયોગ કરનારે યાદ રાખવું કે આ બધા ગુણ તાજી છાશ માટેજ સમજવા.

## માખણના ગુણ.

માખણ તાજું હોયતો જ સારૂં જાણવું. તે ટાઢું, વીર્ય બળ, અગ્નિ, અને કાન્તિને વધારનાર છે. ઝાડાને બંધ કરનાર છે. વાયુ રોગથી જો મોઢું વાંકુ થયું હોય તો તે મટાડનાર છે. પિત્ત, વાયુ, અરશ, ઉરક્ષત, ક્ષય, અને કાસનો નાશ કરનાર છે.

## ઘીના ગુણ.

ઘી આયુષ્ય, બુદ્ધિ, સ્મૃતિ, ધારણાશક્તિ, અને કાંતિને આપનાર છે. બાળક, વૃદ્ધ, અને ગાયન કરનારાઓના ) કંઠને હિતકર, બળ અને વીર્યને વધારનાર, વાતપિતનો નાશ કરનાર, આંખના દરદીને ઉપયોગી તથા તાઢિયા તાવને દુર કરનાર છે. આવા આવા ઘણા ગુણ ઘીમાં છે. કંકણના રણકારવડે સુંદર હાથવાલી કાંતાએ ભોજન સમયે પિરસેલું નુતન—નવું—તાજું—ઘી જેમણે ખાધું નથી, તમણે જન્મ પામીને કેવળ પાપનુંજ ભક્ષણ કરેલું છે એમ સમજવું.

# પરચુરણ રોગોના ઉપાય.

(૧) ગાયનો દાંત પાણીમાં ઘસીને માત્ર તેનું એક કરવાથી પણ તત્કાળ બદ, ગાંઠ, ગુમડું, કંઠમાળ વગેરે ગમે ભયંકર હોય તો પણ ફુટી જાય છે. (૨) એ મુજબ હાથીને વાપરવાથી પણ તત્કાળ તેવોજ ફાયદો થાયછે. (૩) દારપ ખા... ખાના ધોવરામણમાં ઘસીને તેનો લેપ કરવાથી પણ વ્રણ જાયછે. (૪) બિલાડીના હાડકાને હરડે બહેડાં અને આમળાન ળાના પાણીમાં ઘસીને ચોપડવાથી દરેક જાતના વ્રણ અ... પણ મટેછે. (૫) પારો, ગંધક, બોદારસિંગ, સિંદુર, લા... ફુલાવેલું મોરથુથુ, ધોળો કાથો, પત્થાણ ભેદ. હીંગળોક, ર... એ ૧૦ ચીજો સરખા ભાગે લેઇ ખરલ કરી પછી એ સર્વનાથી ચારગણું જુનું ઘી અને સર્વથી અરધુ મીણ લેઇ ઘી તથા મીણને એક વાસણમાં ઘાલી ધીમા અગ્નિ પર મુકવું. મીણ ઓગળીને ઘી સાથે મળી જાય ત્યારે તે વાસણ નીચે ઉતારીને પછી તેમાં પેલું ચૂર્ણ મેળવી દેવું. એ રીતે તૈયાર થયેલા એ મલમની પટી લગાવવાથી દરેક જાતના વ્રણ નાડીવ્રણ, સદ્યોવ્રણ, હાડીયાવ્રણ, ગંભીર નાસુર એ સર્વનો નાશ થાયછે. એનો અનુભવ હજારોવાર લેવાયેલો હોવાથી આ ઉપાય અકસીર જણાયો છે. (૬) દેડકાની ચરબીનું તેલ લગાડવાથી જો માણસ અગ્નિ તેલ વગેરેથી દાઝયો હોય અને નાને આખા શરીરની ચામડી બળી ગઇ હોય, તો પણ તત્કાળ દાહ શમી જઇ આરામ થાયછે.

---